# આત્મ-નિરીક્ષણ





સાધુ હીરાનન્દ

# આત્મ-નિરીક્ષણ

## ( સાધુ હીરાનન્દની નોંધપોથી

અનુવાદક

અસુદમલ ટેકચંદ ગિદવાણી

અને

પરિક્ષિતલાલ મજમુદાર

સંવત : ૧૯૭૮ પ્રત : ૨૦૦૦

ચાર આના

પૂજ્ય કસ્તુરબા,

એક સ્ત્રીની રોજનિશિમા થોડાક વખતપર મેં એક નોંધ જોઈ. એમાં લખ્યું હતું કે: ' મારો શોક મને દિલગીરીમાં ગરક કરે છે. હું અતીવ નિરાશ થઈ છું. આવા સંજોગોમાં મહાત્માજીનું દર્શન મને શાંત કરતું હતું. અત્યારે મને કોણ સાંત્વન આપી શકશે ? '

મારે મારી પોતાની નિરાશાની પળો છે, પણ એ વખતે હું ઘણીવાર તમારૂં સ્મરણ કરૂં છું. તમારા ઉપરનો ભાર બહુ સખત છે, પણ તે તમે એટલી સુંદર રીતે સહી લો છો કે મારી નાસિપાસી જોઈ મને શરમ આવે છે. તમારી શ્રદ્ધાનાં અંકુર મ્હારામાં આવો.

ગયે વર્ષે આ દિવસે મેં તમારા પર પુષ્પવૃષ્ટિ કરી હતી. આ વર્ષે, આ તેના કરતાં ઓછું સુંદર નથી એમ માની, તમારે ચરણે અર્પુ છું.

આ તો એક વિદ્યાર્થીના જ વિચારો છે, પણ તેની આસપાસ સ્નેહની સુવાસ છે. તેના પ્રત્યેક શબ્દમાં આકાંક્ષાઓ છે. જે રોજનિશિમાંથી આ ઉતારો કરવામાં આવ્યા છે તે લખતી વખતે હીરાનન્દ વીસ વર્ષનો હતો. તે પછી દસ વર્ષે તે અવસાન પામ્યો. પણ તે

ટૂંક સમયમાં તેણે કેળવણી, વર્તમાનપત્રો અને સામાજિક તથા ધાર્મિક વિષયોમાં આગળપડતો ભાગ લીધો હતો. જે નિશાળ તેણે સ્થાપી હતી અને જે તેના નામથી હજી ચાલે છે તેમાં હું બાર વર્ષ સુધી ભણ્યો છું.

આખું સિંધ તેને 'સાધુ હીરાનન્દ'ના નામથી ઓળખે છે. કલકત્તામાં એક વિદ્યાર્થી તરીકે તે કેશવ અને રામકૃષ્ણ પરમહંસના સમાગમમાં આવ્યો અને તેનો તે માનીતો થયો. એ વખતમાં બ્રહ્મો ચળવળનો નવો આવેશ ઘણા નવયુવાનોમાં તેજ લાવ્યો. એમાંના કેટલાક વિદ્યાર્થીઓમાંના સાત જણે 'ગરૂડનો માળો' એ નામનું એક મંડળ સ્થાપ્યું. ત્યાં તેઓ પોતાનું જીવન આત્મસંયમથી સખત મહેનત અને ભક્તિમાં ગાળતા. તેઓ એક સામાન્ય નોંધપોથી રાખતા. તેમાંથી આ ઉતારા છે.

જે યુવાનોએ છેલ્લા બે વર્ષથી નવી આશાઓ ઝીલી છે તેઓને નિઃશંસય એમાં સમાન પડઘાઓ સંભળાશે.

બેસતા વર્ષે આજનો શુભ દિવસ તમને અને માતૃભૂમિને અનન્ત સુખ લાવો એવી પ્રાર્થના કરતો

મહાત્માજીની
૫૪ મી વર્ષગાંઠ

આપનો આજ્ઞાંકિત પુત્ર
**અજુદમલ ટેકચંદ ગિદવાણી**

# આત્મ-નિરીક્ષણ

## શુક્રવાર-૪ થી ઓકટોબર ૧૮૮૩

આખો સમય હું એક ચિત્ત રાખીને ભણ્યો નથી. બપોરે નક્કી કરેલા વખતથી ૧૦ મીનીટ મોડું મેં કામ શરૂ કર્યું. આશા રાખું છું કે ભવિષ્યમાં વધારે નિયમસર કામ કરીશ. આજ વાંચતાં મને બે રસિક પ્રશ્ન ઉદ્ભવ્યા:

૧ ચારે બાજુનો વિચાર કરતાં રાજ્યમાં વધારે મહત્ત્વનો ધર્મ છે કે અર્થ અથવા વિવેક કે ઈચ્છાશક્તિ?

૨ બૌદ્ધધર્મ અને જૈનધર્મ બન્ને ચાલ્યા ગયા અને હિન્દુ ધર્મ જીવતો રહ્યો તેનું શું કારણ? બૌદ્ધધર્મ આખા ભારતવર્ષમાં ફેલાયા પછી તેનો અસ્ત કેમ થયો?

## શુક્રવાર-૫ મી ઓકટોબર ૧૮૮૩

આજનો દિવસ સારી રીતે પસાર થયો. રાત્રે હું કશું કરી શક્યો નહિ. કેટલું સાચું કહેવામાં આવ્યું છે, કે થોડી ભુલ અથવા બે-ખ્યાલી, ગરીબ મુસાફરને ઉંડા

ખાડામાં નાંખે ? એક જ ખાટું બિંદુ બધું દુધ બગાડી દે છે. એવી રીતે નજીવી ચીજો આપણાં મનને વિહ્વલ કરી નાંખે છે. લાલચમાં ફસાઇને એક જ શબ્દ બોલવાની જીભને છૂટ આપીશ તો આખું કામ બગડી જશે. માટે ભવિષ્યમાં નજીવી ચીજોને માટે ધ્યાન રાખ.

## ૬ ઠ્ઠી ઓકટોબર ૧૯૮૩

કામ અસંતોષકારક. કારણ શું ?

ઘરમાં ભણવા માટે સારી સગવડ નથી, મંડળના નિયમોનું અપૂર્ણ પાલન અને મારી અનિયમિતતા, એ બ્હાનું ગણાય ? મંડળના નિયમોનું અપૂર્ણ પાલન અને મારી અનિયમિતતાનું બ્હાનું ઘરમાં ભણવા માટે સારી સગવડ નથી એ ગણાય ? મારે યાદ રાખવું જોઈએ કે સગવડ સારી હોય યા ન હોય તોપણ સંયમ માટે જરૂરનું છે કે નિયમનું અવિચલિત પાલન કરવું.

## ૮ મી ઓકટોબર ૧૯૮૩

ફક્ત ઈચ્છા રાખવામાં અને વિચાર અને કાર્ય કરવામાં કેટલો બધો ફરક છે ? તમે જો મોટી વાત કરો મોટાં વચન આપો અને કાર્ય કંઈ બતાવો નહિ તો તમારા

ઉપર કોણ વિશ્વાસ રાખે ? હું જાણું છું કે મને વિઘ્નો ઘણાં આવશે. પણ મારે હિંમત છોડવી નહિ જોઇએ અને પોતાનો મૂળ વિચાર ભૂલવો નહિ જોઈએ. કાર્યમાં ડગ્યા વગર મંડ્યા રહેવાથી બધું પાર ઉતરી જશે. પ્રેમ, દયા, સતત પ્રયત્ન, જીવન અને કર્મની પવિત્રતાની ભાવના, —આ બધું ક્રમે ક્રમે આવશે. હિંમત ખોઈ ન બેસો. આનંદી સ્વભાવ રાખો. શત્રુઓ મિત્ર થશે.

## ૧૦ મી ઓકટોબર ૧૮૮૩

પૂર્ણ સંતોષથી ગયા દિવસનો વિચાર કરી શકતો નથી. આશાનું કિરણ એ છે કે મારા મનમાં એમ થાય છે કે બધું સારૂં થઈ રહેશે. વખત પોતાનાં અને પરનાં દુઃખો નિવારશે. કોને દુઃખ હોતું નથી ? કયો એવો મોટો પુરૂષ થઈ ગયો છે જે પોતાના જીવનમાં ફક્ત કાંટા વિનાની જમીન ઉપર ચાલ્યો હોય ? આ જીંદગી ખાડા અને ટેકરા, પર્વત અને ખીણથી ભરેલી છે ; અને જે પોતાનાં હેતુને પહોંચી વળવા ઈચ્છે છે, તેણે ટાઢતડકો વેઠવાં જોઈએ. બડબડાટ છોડી દે. વ્યર્થ વિચાર અને ડર મૂકી દે. પોતાનો બોજો જેવી સારી રીતે બની શકે તેવી રીતે

ઉંચકી લે. અને જો કે તારી સામે વિઘ્નો ઘણાં હશે તોપણ અંતમાં તારો જય છે.

## શુક્રવાર–૧૨ મી ઓકટોબર ૧૮૮૩

જેને પોતાનામાં શ્રદ્ધા નથી તે બીજાના મનમાં કેવી રીતે વિશ્વાસ ઉત્પન્ન કરી શકે? જે પોતાને નિર્બળ ગણે છે તે કોઈપણ કરવા યોગ્ય કામ કરી શકે નહિ.

## શનિવાર–૧૩ મી ઓકટોબર ૧૮૮૩

(એક સભ્યે ખલેલની ફરીયાદ કરી હતી. તેની ફરીયાદ નીચે હીરાનન્દે આમ લખ્યું:)

વ્યવહાર મુશ્કેલીઓ: તે કાયમ રહેશે. રહેશે જ. માટે બધું ખુશીથી સહન કરી લેવાને તૈયાર થઈ જાઓ. ફરીયાદ ન કરો. મોઢું બગાડો નહિ. આનંદથી બધી દુઃખી ઘટના સામે થાઓ. આ પવિત્ર માળામાં પ્રેમ, ક્ષમા બંધુ-ભાવ, હમદર્દી, એક બીજાના ભારમાં શાન્તિ અને ધીરજથી ભાગીયા થવું. સતત પ્રકાશમાન્ થશે.

## રવિવાર–૧૪ મી ઓકટોબર

જ્યાં કોઈ માણસ દેખતો નથી ત્યાં ઇશ્વર જુએ છે. જ્યારે આપણે જાણીયે છીયે કે આપણે દોષિત છીયે. ત્યારે

આપણે નિર્દોષ દેખાવું મિથ્યા છે, અંતઃકરણના અવાજથી વિરુદ્ધ જેટલું વધારે વર્તાય એટલો આપણો દોષ વધારે ગણાય. જ્યારે માન સાથે મનુષ્યો આપણને નિર્દોષ ગણતાં હોય છે ત્યારે આપણું પોતાનું હૃદય ફિટકાર દેતું હોય છે. તેથી હે માનવ, તારા અંતઃકરણથી વિરુદ્ધ ચાલ નહિ, પરંતુ તે જે આદેશ આપે તેમ ચાલ. ગમે તે જોખમે પણ અંતમાં આનંદ મળશે, અને તે અંતઃકરણને શાંતિ આપશે.

## મંગળવાર–૧૬ મી ઓકટોબર

આખો દિવસ શાન્તિમાં પસાર થયો છે. પણ અભ્યાસમાં સંતોષકારક વધારો થયો નથી. એવું પણ હોય કે મારો અભ્યાસ મને ગમે તેવો ન હોય. પણ આ બ્હાનું કાઢી ન શકાય. મને લાગે છે કે એથી વધુ સારી રીતે હું કરી શક્યો હોત. તેથી આ બધાં બ્હાનાં નકામાં છે. વધારે દૃઢ ઝુંબેશ માટે કમર કસ, નહિતર ભાવિનો ગુલામ બન.

## ગુરુવાર–૧૮ મી ઓકટોબર

નાઉમેદી હું જાણતો નથી; અને તેને કોઈ દિવસ મારા હૃદયમાં હું જગા આપીશ નહિ. મારો બોજો

મારે છે અને તેની નીચે દબાઈ જાઉં છું, પણ તે બધું મેં જ ઉત્પન્ન કરેલું છે. માટે હું ફરીયાદ કેમ કરી શકું ? અજ્ઞાન અને મૂર્ખાઇને લીધે જો માણસને દુઃખ સહન કરવાનું જ હોય તો મારે સહન કરવું એ વ્યાજબી છે. હે અવિચારી માનવ, જો તેં વખતસર વિચાર કર્યો હોત તો જીંદગી ખારી અને અસહ્ય થઇ જાય એટલું બધું દુઃખ સહન ન કરવું પડયું હોત. પણ આ ઉદાસ મનથી હું વધારે ન લખું બોજો જો ભારે છે તો હવે તેને હું મારી ઉદાસીનતાથી વધારે ભારે નહિ કરૂં. બહાર પણ વાદળાં દેખાય છે. પણ તેમાંથી આખરે નિર્મળ આકાશ નીકળશે.

## શુક્રવાર–૧૯મી ઓકટોબર

* * * *

આખા દિવસમાં કોઈ પણ મનગમતું કાર્ય થયું નહિ. હાથ ચાલ્યો, જીભ બોલી, હૃદયમાં લાગણી થઈ; પણ બધું એની મેળે. મારો આત્મા ઉંઘતો જ રહ્યો. કોઈ ખાસ દુઃખ લાગ્યું નહિ. ન તો કોઈ ખાસ આનંદ થયો. મારૂં આખું શરીર જીવનના આનંદની સાક્ષી પૂરે

એવી સ્થિતિએ હું ક્યારે પહોંચીશ? જ્યારે જ્યારે હું શ્વાસ લઉં છું ત્યારે તેમાંથી પોકાર નીકળે છે કે આ જીવન આનંદથી ભરેલું છે ને જીંદગી એક લ્હાવો છે, અને તે આટલાં બધાં દુઃખ હોવા છતાં પણ જીવવાયોગ્ય છે. આપણે પોતે જીવન દુઃખમય બનાવીયે છીયે. માટે જો તમે આનંદ ઇચ્છો તો જે સાધનો કુદરત તમારા હાથમાં આપે છે તેનો સારો ઉપયોગ કરો. મારા સુખદુઃખનું કારણ હું પોતે જ છું.

## શનિવાર–૨૦મી ઓકટોબર

હું કંટાળેલો અને નિર્બળ બનીગયો છું. નાઉમેદ રહું છું. હે પ્રભુ તું મને શાન્તિ અને શક્તિ આપ. કેટલી બધી ભુલ મારાથી જાણ્યે અજાણ્યે થએલી છે? પણ એવી રીતે શોક કરવો વ્યર્થ છે. હે નાથ, તું કૃપા કરે, તો હું મૂર્છિત ન થાઉં અને નાઉમેદીમાં ઝુંબેશ મૂકી ન દઉં.

## રવિવાર–૨૧મી ઓકટોબર

તમે જે અડગ રહેનાર છો, તે તમે જુઓ, કે લથડો નહિ. આ જીવન લપસણું છે. દરેક પગલું પૂરતી

ખબરદારીથી લેવાનું છે. હે પિતા, તમે મારા માર્ગદર્શક થાઓ કે જેથી મારા પગ સરી ન જાય.

આસ્તિકનો ધર્મ

૧ જીવન સાચું છે. કંઇ સ્વપ્ન નથી.

૨ જીવન પવિત્ર છે અને તેમાં ખાસ મુરાદ છે. તે કંઈ નકામું ફારસ નથી.

૩ સંસાર નિયમથી ચાલે છે; અને તેના ઉપર સુખ દુઃખ, શત્રુ કે મિત્ર આધાર રાખે છે.

૪ કુદરતનો કોઇપણ કાનૂન તોડયા પછી બચી શકાતું નથી.

૫ કાયદાની અસર તરત જ થાય છે, મુલ્તવી રહેતી નથી.

૬ હરકોઈ માણુસ પોતાનાં કર્મનાં ફળ પોતે ભોગવે છે.

૭ કાયદો માણુસના જ્ઞાન અજ્ઞાનની પરવા કરતો નથી. અગ્નિ સાધુ અથવા પાપી બન્નેને બાળે છે.

૮ ઈશ્વર છે: તેની તરફ જ માણુસનું હ્રદય, મદદ માટે નજર કરે છે. જો તે ન હોત તો મનને બનાવવો પડત.

૯ આત્મા અમર છે અને તેની આકાંક્ષા પાયા વગરની નથી.

૧૦ પાપની સજા તે વખતે જ મળે છે. ભવિષ્યમાં સજા મિથ્યા છે.

૧૧ ઈશુનો પ્રેમનો કાયદો મોઝિઝના પશુબળના કાયદા કરતાં વધારે મહાન્ છે.

## સોમવાર-૨૨મી ઓક્ટોબર

પોતાની આંખ ઉઘાડી બીજા માણસોમાં પ્રેમ અને સત્યની જ્યોતિ જુઓ.

આજનો દિવસ મેં આત્મપરીક્ષામાં પસાર કર્યો છે. સવારમાં હું બેચેન હતો. બપોરે પણ તે જ હાલતમાં હતો. હવે સાંજને સમયે શાન્તિ પામું છું. એવી શાન્તિ જો કાયમ રહે તો ભવિષ્યમાં સારી રીતે કાર્ય કરી શકું.

## મંગળવાર-૨૩મી ઓક્ટોબર

કોઈ પવિત્ર આનન્દ અનુભવું છું. તે શું છે? આ સમગ્ર સંસારમાં મારે માટે પૂરતી જગ્યા છે; તે ભાવનાથી મને આનંદ મળે છે. ફક્ત મને પોતાને જગ્યા લેવાને માટે ઉદ્યમની જરૂર છે.

## બુધવાર-૨૪મી ઓકટોબર

(એક ગૃહસ્થે શોકથી લખ્યું હતું કે તેનું કામ સારી રીતે થતું નથી. નિરાશાથી તેણે પ્રશ્ન કર્યો કે હું શું કરૂં? હીરાનન્દે તેને જવાબમાં નીચે પ્રમાણે લખ્યું:) ધીરજથી અને ખંતથી ઉદ્યમ કરો.

## ગુરુવાર-૨૫મી ઓકટોમ્બર

(એક ગૃહસ્થ પોતાનું ચિત્ત એકાગ્ર કરી શક્યો ન હતો. તેણે નીચે પ્રમાણે લખ્યું હતું: 'જ્યારે હું ચોપડી હાથમાં લઇ વાંચવા બેઠો ત્યારે કેટલાક વિચારો મારા મનમાં આવવા લાગ્યા, અને મારો બધો સમય તેવી રીતે ગયો.' તેની નીચે હીરાનન્દે નીચે પ્રમાણે લખ્યું:)

ઉદાસ વિચારમાં સમય પસાર કરવો ગેરવ્યાજબી છે. જીવનની જવાબદારી ભૂલી જવી એ હાનિકારક છે. મિત્રો, તેટલી નિરાશાજનક સ્થિતિ હોય તોપણ આશા છોડો નહિ. વહેણ આપણા સામે છે. જો આપણે જીવનરૂપી નદીમાં ચાલાકીથી કાર્ય ન કરીયે અથવા તો હલેસાં ન મારીએ તો નિરાશા અને નાઉમેદીની ભમરોમાં ડૂબી જઈશું. યાદ રાખજો કે આજની ગેરઉપયોગ કરેલી

મીનીટ આપણા આખા ભવિષ્યને અસર કરે છે, માટે હાલના જીવનની જવાબદારી અનુભવો, જેથી તમારૂં ભવિષ્ય સુખી અને શાન્તિમય નીવડે.

## શુક્રવાર-૨૬મી ઓકટોબર

કાંઈક સંતોષકારક દિવસ પસાર કર્યો; પણ આદર્શથી કેટલોક દૂર છું. દરેક દિવસે સત્યની વધારે સમીપ જાઉં છું.

રાતના બાર વાગ્યા છે. એકલો બેઠો છું. કેટલીક સુંદર આશાઓમાં રમી રહ્યો છું. જ્યારે કોઈ અપૂર્ણ વિચારની શરૂઆતથી જ આત્માને આટલો આનંદ મળે છે તો પૂર્ણ સત્યમાં કેટલું સુખ હશે ? મિત્રો, જો આપણે અંતઃકરણપૂર્વક કામમાં લાગી જઇએ તો આસમાની આકાશ આપણા તરફ સ્મિત કરશે અને વાયુ પણ આપણને આશીર્વાદ આપશે.

આપણા ઉપર ઈશ્વરની કૃપા છે. આ કંઈ જેવીતેવી આશીષ નથી—આપણને આગળ વધવાની અને સુધારા કરવાની આટલી તક મળી છે એ કંઈ જેવીતેવી આશીષ નથી. આપણે સુધરતી મનુષ્યજાતિનો એક અંશ છીએ.

જો આપણે જરૂરી ઝડપ અને શક્તિનો ઉપયોગ ન કરીએ તો કુદરતનો રથી આપણને ચાબુક મારી પાછો હઠાવશે.

## શનિવાર–૨૭મી ઓકટોબર

મને સુખ જોઈતું નથી, પણ સુખ ભોગવવાની યોગ્યતા જોઇયે છે.

## મંગળવાર–૩૦મી ઓકટોબર

જેમ આપણે પોતાની ફરજ ભૂલતા નથી તેમ અદા પણ કરતા નથી હું ફરજ પાળનારામાંનો એક નથી. જો કે મેં કાયદાનો અક્ષરશઃ ભંગ નહિ કર્યો હોય તોપણ તેનું સત્ત્વ તો નથી જ પાળ્યું. કાયદાના અક્ષર અને સત્ત્વો બન્નેને માન આપવું જોઈયે. પણ હું તો દરરોજ તેનું અપમાન કરૂં છું. કોઈ મિત્ર મારી નિંદા નથી કરતો, તેમ કોઈ દબાણવાળી વાણી બોલતું નથી. તોપણ હું શિક્ષામાંથી છૂટી જતો નથી. મન જ શિક્ષા આપે છે. તે સંતોષ નથી આપતું. અને એનાથી ભારે સજા બીજી કોઈ નથી. આ સંતોષ જો મને થાય તો મારી બધી મહેનતનો બદલો મળી જાય.

## બુધવાર–૩૧મી ઓકટોબર

માળાના મિત્રો ! આખો સંસાર આપણને પ્રેમનો પયગામ પહોંચાડે છે—પ્રેમ અને ક્ષમાનો પયગામ પહોંચાડે છે. ઉપર તારા અને નીચે ઘાસ બધા શાંતિ પ્રેમ, નમ્ર વર્તણુક, ધીરજ અને સદ્ભાવ શીખવાડે છે. સ્વર્ગીય તારા અને અધમ ઘાસ સૃષ્ટિ ઘટમાળમાં એકસંપીથી રહે છે. આપણે પણ એવી રાતે ચાલવું જોઇએ. ઉંચ અને નીચ, મોટો અને નાનો, આળસુ અને ઉદ્યમી, સર્વેએ આ માળામાં પ્રેમ સંબંધથી કામ કરવું જોઈએ અને એકબીજાને મદદ કરવી જોઈયે. એક-બીજાના અવગુણો નમ્રતાથી સહન કરી અંગત ગુસ્સો કે બેદરકારી હ્રદયમાં રાખવી ન જોઇયે. પ્રેમી ભાઈઓ, બધા મતભેદ પ્રેમરૂપી સમુદ્રમાં ડુબાવી, આપણે એકસાથે પ્રેમીમંડળે કામ કરવું જોઈએ.

## ગુરૂવાર–૧લી નવેમ્બર

હું બધાને ચાહું છું. હું તેમની સાથે ભાવત્વની ગાંઠથી જોડાયો છું.

## શુક્રવાર—૨ જી નવેમ્બર

હું જેટલો જોઈએ તેટલો નિયમસર નથી. મારા પ્રયત્ન છતાં મારૂં મન બીજી વસ્તુઓમાં દોરાય છે. તે વસ્તુ ખરાબ નથી. તે મારા આત્માને ઉંચે લઈ જાય છે. છતાં પણ મને તેથી દુઃખ થાય છે. કારણ કે મારી વિવેક-બુદ્ધિને અસંતોષ મળે છે. એવી રીતે મારી ફરજ અને મારા હૃદયની લાગણી વચ્ચે, મારી વિવેકબુદ્ધિ અને મારી ઈચ્છા વચ્ચે, ઝગડો ચાલ્યા કરે છે. ઈશ્વર બન્નેને સંતોષ આપે!

હું ઈચ્છું છું કે મારી સ્મૃતિ વફાદાર શ્વાન માફક મારી ઉપર તપાસ રાખે અને જ્યારે કોઈ ચોર ઘુસી આવે ત્યારે મને નિદ્રામાંથી જગાડે. હું ધારૂં છું કે ચોર સાથે લડાઇ કરવાની શક્તિ મારામાં છે, ચોરને આવતી વખતે જોઉં એટલી મારામાં સ્ફૂર્તિ નથી. પણ ઢીલ હાનિકારક છે. હું નિબળ થતો જાઉં છું. ચોર વધારે શક્તિ-વાન થતો જાય છે; પણ હું આશાવાદી છું. ટુંક સમયમાં હું ચોરને પકડીશ. તે મારી શાન્તિમાં ભંગ કરે છે અને મારૂં સુખ ચોરી જાય છે. પણ સ્ફૂર્તિમાન, ચાલાક અને કાર્યદક્ષી બનું નહિતર કેવળ બળ નકામું છે.

## રવિવાર–૪થી નવેમ્બર

કેટલી સ્વર્ગીય સ્થિતિ થશે, જ્યારે હું ધર્મપથમાંથી એક તસુ પણ પાછો નહિ હઠું ?

## સોમવાર–૫મી નવેમ્બર

અફસોસ ! હું મારા અભ્યાસમાં વધારો કરી શકતો નથી. હું સમજી શકતો નથી કે કેવી રીતે આ સ્થિતિ માંથી છૂટવું.

હું જાણતો નથી કે હું બીજાઓનાં દુઃખ દૂર કરવાને માટે પોતાનું મગજ કેમ ખોઉં છું. બીજાઓને મદદ કરવાને માટે પોતાની ખાસ ફરજ મુકી દેવી એ ગુણ નથી. હે મન, તને જો કે તે કાર્ય ગમતું હોય તે ગમે તેટલું નિઃસ્વાર્થ હોય, તોપણ તેને મૂકી તારે તારી પોતાની ફરજની સીધી સાંકડી કેડી ઉપર ચાલવાને તૈયાર રહેવું. જો તને શાન્તિ જોઇયે તો પોતાની ફરજ અદા કર્યા શિવાય તે તને બીજા માર્ગે મળી શકશે નહિ. જો પોતાની ફરજ હું સારી રીતે ન સમજતો હોઉં તો તેને બરાબર સમજું, સમજવાને માટે ઉદ્યમ કરું, કારણ કે વધારે વખત ખોઈ શકાય તેમ નથી.

## બુધવાર—૭મી નવેમ્બર

વાંદરો—સાહેબ, હું પુરેપુરો ફસાઈ ગયો છું, અને છુટવાનો કોઈ રસ્તો જોતો નથી.

માલિક—તું પોતે છુટવાને કેમ યત્ન કરતો નથી?

વાંદરો—જેટલો વધારે હું યત્ન કરૂં છું તેટલો વધારે દોરડામાં અકળાઈ જાઉં છું. હું શું કરૂં? દોરડાનો ભેદ જો હું જાણતો હોઉં કે કેવી રીતે વાળી અને ઉકેલી શકાય છે તો હું સહેલાઈથી છુટી શકું.

માલિક—હું હમણાં કામમાં છું, થોડી વાર ઉભો રહે. હું તારી મદદે આવીશ, અથવા તારામાં અક્કલ હોય તો જો કે કેવી રીતે દોરડું વાળી અને ઉકેલી શકાય છે, અને તારી જાતે છુટી આવ.

(એક કલાક પછી)

વાંદરો—સાહેબ, હું વધારે સહન કરી શકતો નથી.

માલીક—હું સીધો તારી મદદે આવું છું.

(આ સંવાદ ચંચળ મનના સંબંધમાં છે જે સંસાર-

જાળમાં જકડાયેલું છે, અને ગુરૂપ્રતાપે બંધનથી છૂટું થાય છે.)

આ ગ્રહની ગતિ સાથે હું કયાં ચક્કર ફરૂં છું? માર્મિક ગુરૂત્વાકર્ષણથી પૃથ્વી સાથે જકડાયેલો હોઈ પૃથ્વી સાથે રોજ ચક્કર ફરૂં છું. આ અનન્ત વિસ્તારમાં હું પામર છું, અથવા એક અણુ છું, અથવા કિનારા સિવાયના સાગરમાં એક બિંદુ. એવા વિચાર કરતાં મારી આકાંક્ષાનું શું થાય છે? હું બધું ભૂલી જાઉં છું. માણસ કોણ છે કે જેની તું, હે પ્રભુ! સંભાળ રાખે છે? મારાં અયોગ્ય અને નીચ કાર્ય યાદ કરતાં મને શરમ આવે છે. જો તે વખતે મારૂં મન અનન્ત અને અનાદિના વિચારથી ભરપુર હોત તો એવી નીચ ભાવનાથી હું દૂર ભાગતો હોત અને દિવ્ય વિશ્વનું એક ઉત્તમ અણુ બન્યો હોત. પણ હવે શોક કરવો નકામો છે. પણ મને એટલો સંતોષ છે કે હું પોતાના પશ્ચાત્તાપમાં સરળ છું તો સુધરવાનો સમય હજુ ગયો નથી. ભલી કુદરત સહેલાઈથી પોતાનાં બાળકની મુર્ખાઈઓ માફ કરે છે અને તેમના જખમો રૂઝવેછે. ભૂતની જવાબદારીઓ ઉપાડવા મારે માટે ભવિષ્ય છે. જેમાં પવિત્ર અને ઉચ્ચ ભાવનાથી હું પુનિત થઈ શકીશ. જો હું આ પવિત્ર અનન્તાંના

વિચાર હૃદયમાં હમેશ રાખી શકું અને પોતાને એક અણું તરીક જાણું તો હું આનંદમય કુદરત સાથે એક-તાર થાઉં. હે સૃષ્ટા! હે પિતા! હે શાશ્વત સખા! જય હો, જય હો,

## ગુરૂવાર—૮ મી નવેમ્બર

વાંદરો—મ્હારા માલિક મ્હારી દોરી નાની શામાટે કરી છે? હું બારીએ પહોંચી શકતો નથી અને તમે જે કરો છો તે નિહાળી શકતો નથી. તમે મારા પર મહેરબાની રાખતા નથી.

માલિક—મેં જ તારી દોરી નાની કરી છે; નહિતર તું બારીના સળીયામાં ફસાઇ જાય. તારે હવામાં લટકાવું પડે, માથું નીચે અને પગ ઉપર. તે કાંઇ મઝેદાર સ્થિતિ નથી.

વાંદરો—પણ સાહેબ, મને તમારા ભેદો જોવાની બહુ આતુરતા છે.

માલિક—તું તારા ભાઇનું નસીબ ભૂલી ગયો, જેણે મને બંદુક મારતો જોઇ મારૂં અનુકરણ કરતાં પોતાને માર્યો?

વાંદરો—તે મારા ભાઈનું કમનસીબ હતું. હું એવો મૂર્ખ થઈશ નહિ.

માલિક—ના, વ્હાલા વાંદરા, મને વધારે અનુભવ છે. નસીબની દિવાલ સામે તું માથું ફોડ નહિ. જ્યાં તને રાખ્યો છે તે જગ્યાએ ખુશીથી રહે.

ઓ નાથ, હું ભાવનાઓના સાગરમાં તરૂં છું. તું મને સલામત રાખ. એટલા બધા સુંદર બેટા મને દેખાય છે કે હું ગભરાઈ ગયો છું અને કયાં જઉં તે જાણતો નથી. તું મારા હૃદયમાં વસ અને તેને મારા લક્ષ્યબિંદુ તરફ વાળ. (રાતના ૧૧)

આ મોડી રાતે એકાંતમાં જ્યારે શરદીની ધાર મારા શરીરમાં ચાલે છે ત્યારે હે પ્રભુ, મને પવિત્ર આનંદથી હુંફાળો બનાવ. ( રાતના ૨ )

## શુક્રવાર—૯મી નવેમ્બર

યોગ્યતાથી જ ફતેહ મળે છે. વગ અને વિજય જો જોઇએ તો પોતાનો હક સાબિત કરો. પરમાત્માના બાગમાં મજુરને સેવા કરી પરસેવો ઉતારવો પડે છે અને ત્યારે જ તેનું

પોષણ થાય છે. કુહાડી માર્યા વગર ઝાડને નીચે પાડવાની ઉમેદ રાખનારા મૂર્ખ છે.

## શનિવાર—૧૦મી નવેમ્બર

હવાનાં પક્ષીઓની માફક મને ઈશ્વરસ્તુતિનું ગીત હૃદયથી જોરઅવાજ ગાવા દો.

જય હો ! જય હો ! વિશ્વજ્યોત ! અનહદ આનંદ.

( સવારના ૬–૧૫ )

તમે જીવનમાં શું કરવા માગો છો ? મઝા કરવા ? ના. રૂપીયા જમા કરવા ? ના. યશ મેળવવા ? ના. ભોગ આપવા ? હા, પણ કેવી રીતે તે હજુ હું જાણતો નથી.

( સાંજના ૪–૧૫)

## રવિવાર –૧૧મી નવેમ્બર

હે પિતા, તું મને પાક અને ચપળ દિલ આપ જેથી હું બધી સૃષ્ટિનું પવિત્ર નગ્ન સ્વરૂપ જોઈ શકું. અહીં એક ભાઇ છે જેનું બાહ્ય સ્વરૂપ મને ખૂંચે છે. ત્યાં બીજો છે જેનું હૃદય મને કંટાળો ઉપજાવે છે. એક બીજો છે જેની જડતા મને અકળાવે છે. વળી ત્રીજો છે.

જેના વિવાદ ત્રાસ આપે છે. મ્હારી પોતાની ખામીઓ અને નબળાઇઓ મને દુઃખ દે છે. એટલા બધા ખળભળાટ વચ્ચે હું કેવી રીતે પોતાની શાન્તિ રાખી શકું ? આવી વ્યગ્રતા સાથે હું કેવી રીતે મનુષ્ય અને જીવન સાથે પ્રેમ રાખી શકું ? મને એવું શિક્ષણ આપ કે જેથી હું બધાને ખુબી અને ખામી છતાં મળી શકું. મને મ્હારા કટ્ટા વિરોધીઓ સાથે પણ પ્રેમ રાખતાં શીખવ. જેથી મારી જીંદગીના અંત સુધી પાક હૃદયથી તારાં સરજેલાં મનુષ્યોને જોઈ શકું.

### સોમવાર—૧૨મી નવેમ્બર

પેલો આનંદમય દેશ છે પણ ત્યાં પહોંચવા પહેલાં દુઃખસાગર તરવો પડશે.

### મંગળવાર—૧૩મી નવેમ્બર

હું સત્યથી ડરૂં છું કે? તેથીજ બીજાને ગોળગોળ કહું છું. સત્ય કહેતાં કોઈ દિવસ ડરો નહિ. સત્યની શક્તિ ઈશ્વરની શક્તિ છે.

### બુધવાર—૧૪મી નવેમ્બર

આરામનો મોહ વધારે ન રાખ, કામ પકડી બેસ, મન લગાડ અને તું અદ્‌ભુત કામ કરી શકીશ. પણ મન કેવી

રીતે લગાડવું? જેવી રીતે ગાડાવાળો પોતાના બેલને ગાડીમાં જોડી તેને કહે છે, ખેંચ; તેવી રીતે તું પણ તારી ઈચ્છાશક્તિ જે કામ કરવું હોય તે સાથે જોડી તેને કહે, ખેંચ. પછી તેને ગમે કે નહિ પરંતુ આ ઘુલો જવાબ છે. આ અને આવી જાતના ભેદોને કોઈ પયગમ્બર સમજાવી શકતો નથી.

પોતાના હ્રદયમાં બુઝાતી જ્યોત જગાવ. જેથી તારૂં મન તેજસ્વી થઈ જાય અને ભૂલો—જે અંધારામાં જ પીડે છે તે—અદૃશ્ય થાય. જ્યાં જ્ઞાન ડૂબવા માંડે છે ત્યાં કર્મ અને ઉદ્યમનું બૂચ-બખ્તર સંસારસાગરમાં નાવને તરતું રાખે છે. ઈચ્છાશક્તિને ચલાવવાનો સારો રસ્તો એ છે કે ખેંચવાની વસ્તુ સાથે તેને દૃઢ.જોડવી અને પછી કાર્લાઈલ કહે છે તેમ તેને ચાબુક મારવી.

## ગુરૂવાર—૧૫મી નવેમ્બર

જ્યાં હ્રદય હોય ત્યાં બુદ્ધિ હોય તો બધું સરખું છે.

## શુક્રવાર, ૧૬મી નવેમ્બર

અમારી બિરાદરી સત્સંગી છે. જ્યાં બધા ભલા હોય છે કે ભલા થવાનો યત્ન કરે છે—ઇચ્છા રાખે છે. તેથી દરેક

બધાંની સાથે પ્રેમ રાખવો જોઇયે. નમ્ર ઘાસ આસમાનમાં પહોંચવાની આકાંક્ષા રાખે છે તો આકાશ તેનો તિરસ્કાર કરતું નથી. તેથી બધા ભલું ઈચ્છનારાની ભલી ઈચ્છાઓને આમીન ! આમીન !

## શનિવાર—૧૭મી નવેમ્બર

રતુંબડા પૂર્વ! અરૂણોદય ! હું ત્હારી સમક્ષ પોતાના બાળક આત્માની પવિત્ર ભાવના લાવું છું. તું તેને તેની પવિત્રતાથી સ્વીકારજે. મને મ્હારી બધી ખામીઓ અને પાપો સાથે સ્વીકાર અને ત્હારા પવિત્ર જીવનદાયી શ્વાસથી આશિર્વાદ આપ, કે જેથી ત્હારા પુનિત પગમાં હું રોજ સુગંધી અને તાજાં ફૂલ મૂકું. ત્હારાં ખીલતાં કિરણોથી તું જેમ ફુલોને અડકે છે તેમ મને અડ કે જેથી મ્હારો પ્રફુલ્લ થતો આત્મા ખીલે, અને ફાલે અને તારા તરફ ફેરવાયેલી મ્હારી શ્રદ્ધાયુક્ત આંખથી ત્હારી પવિત્રતા ચારે દીશાએ ફેલાવ. આમીન.

## રવિવાર—૧૮મા નવેમ્બર.

સ૦ હું ઈશ્વર, ભાવિ, કે નશીબને કોઈ દિવસ ધિક્કારૂં છું ?
જ૦ ના, કદિ નહિ.

સ૦ હું જીંદગીથી કંટાળુ છું ?

જ૦ કોઈ વાર.

સ૦ હું મ્હારી ફરજ અદા કરૂં છું ?

જ૦ કોઈ વાર.

સ૦ હું કામમાં જીવન ગાળુ છું ?

જ૦ ભાગ્યે જ.

સ૦ હું પ્રામાણિકપણે વાતાવરણ, માણસ, સ્થાન, વખત અને સ્વભાવનો વિચાર કર્યા સિવાય સત્યને સ્વીકારૂં છું ?

જ૦ કોઈ વાર.

સ૦ હું બીજા તરફ નમું છું ?

જ૦ કોઇ વાર.

સ૦ હું બીજાનાં હિત અને હક તરફ લક્ષ દઉં છું ?

જ૦ ભાગ્યે જ.

સ૦ હું અંતઃકરણના અવાજ મુજબ વર્તું છું.

જ૦ કોઈ વાર.

સ૦ હું બીજા સાથેના વર્તનમાં પ્રામાણિકઅને સરળ છું ?

જ૦ ઘણી વાર.

સ૦ હું ધારૂં છું તે કરવાને દ્રઢ છું ?

જ૦ ભાગ્યે જ.

સ. મ્હારામાં મજબુત ઈચ્છાશક્તિ છે.

જ૦ છે; પણ હેતુઓ નબળા છે.

સ૦ મ્હારામાં ચોખ્ખા વિચાર અને શુભ ખ્યાલ છે?

જ૦ ભાગ્યે જ.

સ૦ મ્હારામાં બીજા વિચાર છે?

જ૦ કોઇ વાર.

સ૦ હું બચાવ કરૂં છું?

જ૦ ભાગ્યે જ.

સ૦ હું મગરૂર છું?

જ૦ હા.

સ૦ હું આનંદી છું?

જ૦ કોઈ વાર.

સ૦ મ્હારામાં લાગણીનો ખળભળાટ છે?

જ૦ ઘણો નહિં, કોઈ વાર; પણ લાંબો વખત નહિ.

સ૦ હું બીકણ છું?

જ૦ ના.

સ૦ હું હળતો મળતો છું?

જ૦ કોઇ વાર.

સ૦ હું બેદરકાર છું ?

જ૦ હા.

સ૦ હું જડ અને આળસુ છું ?

જ૦ હા.

સ૦ હું સહનશીલ છું ?

જ૦ હા.

સ૦ મ્હારામાં કલ્પના—ફળદ્રુપ ખ્યાલો છે ?

જ૦ ના.

સ૦ મ્હારી યાદદાસ્ત સારી છે ?

જ૦ ના.

સ૦ નૈતિક અને ધાર્મિક દૃષ્ટિ છે ?

જ૦ થોડી

સ૦ મ્હારે વફાદાર હૃદય છે?

જ૦ હા

સ૦ હું ઉદાર છું કે સંકુચિત ?

જ૦ ઉદાર.

સ૦ મ્હારામાં વિભાગનો જુસ્સો છે અને પક્ષપાત છે

જ૦ ના.

સ૦ હું પ્રૌઢ છું ?

જ૦ ના.

સ૦ મ્હારામાં બધું સમજવાની શક્તિ છે?

જ૦ ના

સ૦ મ્હારામાં નવું ઘડવાની શક્તિ છે?

જ૦ કોઈ વાર.

સ૦ મ્હારામાં સખત અને મજબુત હેતુઓ છે?

જ૦ હજુ નહિ.

સ૦ હું સારૂં કરવાની ઈચ્છા કરનારો છું?

જ૦ હા.

## સોમવાર-૧૭ મી નવેમ્બર

મા તું મ્હારી છે અને હું તારો પુત્ર થવાની હમેશાં સ્પૃહા રાખું છું. ૬-૩૦ સવારના

જ્યારે બ્રુટસ-ટારકવીનના સામો થવાને માટે ધસ્યો ત્યારે સૈન્યમાં સંયમ રાખવાને માટે એક હુકમ કાઢયો કે કોઈ પણ સેનાપતિની મંજુરી સિવાય દુશ્મન સાથે લડ નહિ. કમનશીબે સેનાપતિના બેટાને દુશ્મનની છાવણી પાસે જતાં દુશ્મનના કોઇ અફસરે ધૃષ્ટતાથી

મ્હેણું માર્યું. નવજુવાન ગુસ્સામાં પિતાનો હુકમ ભૂલી ગયો અને લડાઈ કરી દુશ્મનને મારી પાડ્યો. આખા લશ્કરે આ નવજુવાન સીપાઇના કાર્યની પ્રશંસા કરી. પણ જ્યારે આ ખબર સેનાપતિને કાને પહોંચી ત્યારે તેણે પોતાના પુત્રને પકડવાનો હુકમ કર્યો અને તેને લશ્કરી અદાલત પાસે લાવ્યા. પિતા પુત્રનો મુનસફ બની બેઠો. આ હાલતની કોમળતા, મુશ્કેલી અને ગંભીરતાનો વિચાર કરી જુઓ. એક તરફ સ્વાભાવિક સંબંધોમાં સૌથી વધારે બળવાન સંબંધ અને બીજી તરફ ઇન્સાફ અને ધર્મ. આખું લશ્કર જુવાન અફસર માટે વચ્ચે પડ્યું, પણ પિતા અચળ રહ્યો. ઈન્સાફનાં ત્રાજવાં તેણે સખત આંગળીએ સરખાં પકડી રાખ્યાં. પુત્ર શાંત હતો. પિતા તેના તરફ ઘણા આવેશથી જોઇ રહ્યો; તેનું દિલ જોરથી ધડકવા લાગ્યું. તેનું આખું શરીર કંપવા લાગ્યું, તેની જીભ તેના મ્હોમાં મરી ગઇ; કારણ કે તેને પોતાના વહાલા પુત્ર પર મોતની સજા જાહેર કરવી પડી. બે સખત વહેળા માફક પ્રેમ અને ઇન્સાફ વચ્ચે બહાદુર બ્રુટસના દિલમાં નાશકારક લડાઈ થતી હતી; પણ જેણે ટારકવીનને રોમમાંથી કાઢયો હતો તે ફરજ માટે તે

પોતાનો વહાલો પુત્ર કુરબાન કરી શક્યો. મરણની શિક્ષા ફરમાવવામાં આવી. પાસે ઉભા રહેનાર હેરત પામ્યા. પણ રકઝક નકામી હતી. પિતા ઈન્સાફ છોડવાને બદલે પોતાને ચુંથાયેલો જોવાને તૈયાર હતો. પણ જ્યારે શિક્ષા ફરમાવવામાં આવી ત્યારે તે નીચે આવ્યો, પુત્રને ભેટયો અને પત્થર પીગળાવે તેવા દેખાવમાં તેનું દિલ તૂટયું. આહા! એવા માણસો દુનિયામાં શોભે છે. આપણામાં કોણ એવો છે જેણે પોતાના હૃદયમાં પ્રેમ અને ઈન્સાફનો સમાવેશ કરેલો છે? કોણ મુનસફની ખુરશી પરથી દુશ્મન અને મિત્રને એક જ આંખથી જુએ છે? કોણ પોતાના ફેંસલામાં ઈન્સાફની નજરથી ચાલે છે, અને આગની માફક રાય અને રંકને સરખું અજવાળું આપે છે? જેની લાગણીઓ તેના ફેંસલાપર અસર કરતી નથી, જેનો પ્રેમ તેનાં ઇન્સાફ પર છાપ પાડતો નથી, એવો જે કોઈ હોય તેનું ઈશ્વર ભલું કરો.

## બુધવાર–૨૧ મી નવેમ્બર

તમે મ્હારૂં જીવન છો. તમે મ્હારી શક્તિ છો. હું તમને ભજીશ.

એક સુંદર યુવાન વિલ્સનના સરકસમાં જવા માગતો હતો. પટાવાળાએ ટીકીટ માગી. યુવકે કહ્યું: 'મ્હારી પાસે ટીકીટ નથી' પટાવાળાએ કહ્યું: 'જો અંદર જવું હોય તો ટીકીટ ખરીદી લાવો.'

'હું સરકસના માલિક વિલ્સનનો સંબંધી છું. મને જવા દો.' દરવાને જવાબ આપ્યો 'સાહેબ મને માફ કરજો. પણ સંબંધી અથવા બીનસંબંધી ટીકીટ સિવાય અંદર કોઇ જઇ શકતો નથી.'

યુવાનને ગુસ્સો લાગ્યો પણ પોતાનો વાંક જોઇને પાછો ગયો.

જે કુતરાઓ સમાજના ઇંતેજામ રાખે છે તે સંત અને પાપી વચ્ચે ફરક રાખતા નથી.

ઓ ધ્રુવ, ધ્રુવ, જખમી દિલ માટે તમારી પૂર્ણ શ્રદ્ધા બામ રૂપે છે. એવી શ્રદ્ધા મ્હારા આત્મામાં વસે જેથી જે વાઘો ખાવાને આવે તેને પણ મિત્રો માફક ભેટું. તમારો વિશ્વાસ અમારી આંખમાં આવીને વરૂ અને ઘેટાંને એક દૃષ્ટિએ જુએ. નમ્ર કબુતર અને ઘાતકી સમળી બન્ને એક જ ઇશ્વરનાં બનાવેલાં છે, અને તેથી બન્ને મ્હારાં છે.

## ગુરુવાર–૨૨ મી નવેમ્બર

તમે બુદ્ધિના ગર્વની વાત કરો છો. તે તો તણખલા જેવી ચીજ છે જે હવામાં ભાંગી જાય છે. જેઓને ઉંચા જવાનું છે તેમણે નમવું જોઇએ નહિતર પોતાનાં માથાં ભાંગવા પડશે.

રાતના ૪–૩૦

લોકોની ખામીઓ તરફ મારી આંખો બંધ કર, અને તેઓના ગુણો મને સારી રીતે દેખાડ અને મને પોતાના અવગુણ જાણવાની શક્તિ દે. અને પોતાના ગુણ તરફ મારી આંખો બંધ રાખ.

હે પિતા આ! મારી અનન્ત પ્રાર્થના તમારા પ્રતિ છે.

## રવિવાર–૨૬ મી નવેમ્બર

કેટલાક કહે છે કે કાર્લાઈલ ગાંડો અને એમર્સન અવ્યવહારૂ છે. પણ હરેક દષ્ટા એવા માણસોને ગાંડા દેખાય છે.

## રવિવાર–૨ જી ડીસેમ્બર

તેની પ્રાર્થના સારી છે જે મનુષ્ય, પશુ, પક્ષી બધાં સાથે પ્રેમ રાખે છે.

---